# અમદાવાદની

## પારસી જરથોસ્તિ અન્જુમનના ટ્રસ્ટિઓનો

## ધમઢોલ ને માંહે પોલ જેવો



# વહીવટ.






અમદાવાદ ઘીકાંટે

લખી પ્રગટ કરનાર

**સોરાબજી કુંવરજી ટારકર.**

ફારસી કવિ

તથા

**ફારસી, અરબી, ઝંદ પેહલવી.**

ભાષાઓના

**ઓરીએન્ટલ સ્કોલર.**



સને ૧૯૧૭.

---

શ્રી કેશર આજી પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા અમદાવાદ.

શા. વાડીલાલ કેશવલાલે છાપ્યો.

# ખુલ્લો પત્ર.

## સર નવરોજી પેસ્તનજી વકીલ નાઈટ સી. આઈ. ઈ.

તે

## અમદાવાદની પાર્સિ જરસ્થોસ્તિ અન્જુમનના પ્રેસિડન્ટ સાહેબ જોગ,

**સાહેબ,**

આપ નામદાર ગુજરાતમાં પોતાની અમૂલ્ય સેવા અને બહોળી સખાવતોનાં કામોથી હિન્દી–સરકારનાં માનને પાત્ર થઇ પરવારી ગયા છો, તેમજ અમદાવાદની પાર્સિ જરથોસ્તિ અન્જુમનમાં પ્રેસિડન્ટ તરીકે અન્જુમનની વસ્તીનાં અને તેઓનાં ધર્મનાં મકાનોનાં અને અન્જુમનની રોકડ પૂંજીના રક્ષણ–કર્ત્તા તરીકે વર્ષોથી પ્રસીદ્ધિમાં આવેલા છો.

આપ જેવા બાહોશ, ગરીબ અન્જુમનની દાઝ હૈયે ધરનાર બુઝુર્ગ નરની હયાતીમાંજ અમદાવાદના હાલનાં વપરાતાં દુખ્મામાંથી જરથોસ્તિ રવાનોની લાશનાં હાડકાં આપના તરફથીજ નીમાયેલા ટ્રસ્ટિયો અને મેનેજીન્ગ કમીટીના મેમ્બરો અને સેક્રેટરીનાં ધોતાળ વહીવટથી બહાર નિકળવા પામ્યાં, જમીનમાં દટાયાં ને પાછાં–ચોરને પોટલે ધુળની ધુળ–તેમ મજકુર વહીવટ કરનારાઓએ પાછાં ખોદાવ્યાં અને દુખ્મામાં ફેકાવ્યાં. આવી રીતના ગજબ–નાક બનાવપર શોર બકોર તમામ પાર્સિ અન્જુમનનાં ઘરોમાં પ્રસરી રહ્યો છે; આ બાબતમાં ખરા ગુન્હેગાર કોણ છે તે નક્કી. કરવા અને દુખ્માનું દોજખ બનાવ્યું છે તે માટેના જવાબદારોને બ્હાર ઘસડી કહાડવા અને યોગ્ય પગલાં લેવા આપ નામદારે અખાડા કરી, અમદાવાદની પાર્સિજરથોસ્તિ અન્જુમનની સ્પેશિયલ મીટિંગ બોલાવી નહિ, તેમજ મરનારના ખેશીયોની રેવડી દાણદાણ કરીને તેઓનાં જીગર ચાક કીધાં અને ત્હેમને ધીરજ મળે એવા કશા ઉપાયો નહિ લીધા તેથી ખરે ! અન્જુમનના ચ્હેરા ઉપર ઉદાસી, અફસોસ અને નિરાશાની છાપ પ્રગટી રહી છે. આવા સંજોગમાં આપ નામદાર આ ખુલ્લાં પત્રનું લખાણ સંભાળથી ધ્યાન ઉપર લઇ એકદમ અન્જુમન બોલાવી ખુલ્લાં દિલથી મજકુર નાલેસી ભર્યું કામ ઉત્પન્ન કરનારાઓને અન્જુમન સમક્ષ સાબિત કરી બ્હાર કહાડવા અને દુખ્માની વલે દોજખમાં ફેરવાઇ ગઈ છે તે માટેનાં સંતોષકારક ઇલાજો લેવડાવી પાર્સિ જરથોસ્તિ અન્જુમનને ધિરજ, દિલાસો અને અપક્ષપાત ઇન્સાફ અપાવશો તો ત્હેમાં આપ નામદારની અને અમદાવાદ જેવાં નામીચાં શહેરના પાર્સિઓની શોભા તથા આબરૂ સચવાશે અને ઉપલા મરગરજાન ગુન્હાં ભરેલાં કામનો ગમગીનીનો ડાઘ અન્જુમનનાં દિલમાંથી ધોવાઇ જશે, એવી અરજ આપ બુઝુર્ગ, સાહસિક ને ઉંડી–નજર ધરાવનારા સાહેબને ગુજારી નીચલો ખુલાસો દર્શાવું છું:–

અમદાવાદ શહેરની પાર્સિ જરથોસ્તિ અન્જુમનના રવાનોને છેવટની આરામ-ગાહે પ્હોંચાડવાનાં હાલનાં વપરાતાં ચાલુ દુખ્માંનો અંદરનો ભંડાર ગુજર પામેલાં માણુસોનાં હાડકાં વિગેરેથી ભરાઇ જવાથી ત્હેમાનાં હાડકાંને બ્હાર કઢાવ્યાં, દટાવ્યાં અને એવા જબુન તથા અધર્મિ કામ બજાવનારાઓને અને હુકમ આપનારાઓને માટે અશો જરથોસ્તનાં ફરમાન મુજબ તેઓને દોજખની સજા ફરમાવેલી છે, એટલુંજ નહિ પણ આ દુનિયાના જુદા જુદા મઝહબ પાળનારી તમામ વસ્તિની નજરમાં બી આવાં ખોટાં કર્મ કરનારાઓ પૂરેપૂરા ધિક્કારની નજરે પાત્ર ઠરે છે, તેઓએ પોતાનાં આવાં મૂર્ખાઇ ભરેલાં અને માફ નહિ થાય એવા ગુન્હાનું ભોપાળું ફુટવાનાં છટકાંમાંથી બચવા ખાતર ઉપર જણાવેલાં પાર્સિ જરથોસ્તિ લાશોનાં દટાવેલાં હાડકાંના ઢગલા પાછા બ્હાર કઢાવી એજ દુખ્મામાં નખાવ્યાં અને પોતાનાં આપ-ખુદી ભર્યાં, તદ્દન અણુઘટતા તથા માઝદયશ્નિ દીનની વિરૂદ્ધ ન છાજતા કીધેલા ગુન્હામાં બેવડો વધારો કર્યો, પણ આખરે એ પાપનો ઘડો મી. બરજોરજી કાવસજી આણુવાળાના હાથે ફુટવા પામ્યો છે.

આવા દીન-ડુબાઉઓના હાથે બનેલાં કામથી તમામ રવાનોના પવિત્ર આત્માનાં દુખઃદાયક શ્રાપો તેઓએ પોતાના ઉપર ખેંચી લીધા છે, તે ઉપરાન્ત તેઓની અવ્વલ-મન્જલ વગેરે ક્રિયાઓનું ચોકખું ઉલંઘન કરી તેઓની મીટ્ટીપલીદ કરી છે અને તે રવાનોનાં જીવતા ખેશીઓને કાળજે કટારીના કારી જખમ ટ્રસ્ટિઓએ બે પરવાઇથી કરીને તેઓને હમેશનું અસહ્ય દુઃખ ઉત્પન્ન કર્યું છે, અને કુલ પાર્સિ કોમમાં હિનપસ્તિનો ડાઘ વ્હોરી લીધો છે. આવો પાપી બનાવ બન્યા પછી જે જરથોસ્તિ લાશો આ દુખમામાં ઠામ પડવા ગઇ હશે અને હવે પછી જશે તેઓની સઘળી ક્રિયા ગેહ—સારણાં સહિત શરીઅત મુજબ અમલમાં આવેલી ગણાશે નહિ. જુનાં દુખ્મામાં ઝેર ખાધેલાં રવાનોને જુદાં ચઢાવવામાં આવે છે ત્હેનાં કરતાં પણ એટલે રદ ગયેલાં દુખ્મા કરતાં બી હાલનું દુખ્મું ઉપલા માઠા સંજોગમાં વધારે ખરાબ થયેલું નકકી ગણાવું જોઇએ. આ ગજબ—નાક ધર્મ—વિરૂદ્ધ કર્મ બનવાને માસ ઉપર માસ ગુજરી ગયા છે છતાં અન્જુમનના ઉમંગી ટ્રસ્ટિઓએ, મેનેજીંગ કમીટીના મેમ્બરોએ તથા સેક્રેટરીએ પોતે યાતો અન્જુમન ભેગી કરાવીને કાંઇપણ પગલાં ભર્યાં નથી કે આ બાબતમાં કોઇપણ તકસીર વારને શોધી કહાડયા નથી કે અન્જુમનને દિલાસો કે ધિરજ આપી નથી; આ ઉપરાન્ત સિલેકટ કમીટિના ઘડેલા કાયદા ઉપર પણ પાણી ફેરવ્યું છે, એ કાંઇ થોડી અફસોસી અને માહેતમની બીના નથી.

અન્જુમનનાં ધર્મનાં મકાનોનાં વહીવટ કરનારા અને બડાઇના બરાડામાં ચકચુર થએલા બેપરવા ટ્રસ્ટિઓ, મેનેજીંગ કમિટીના મેમ્બરો, સેક્રેટરી વિગેરે મંડળોએ તથા અશોઇના દરિયામાં ડુબેલા, નાવર મરાતબને દરજ્જે પહોંચેલા અને પશેમાની સાથે સીસીયાં-ન્હાનો આપનારા હાલના કહેવાતા દસ્તુર ફરદુનજીએ આવી અગત્યની અને દુખ્મા જેવી મોતેબર અને પવિત્ર ક્રિયાઓથી મોટા ખર્ચ અને જેહમતથી બંધાયેલી જગ્યાની તથા ક્રિયાકામોની રૂઢી રશ્મોની સત્યાનાશી વાળનારી બીના ઉપર, હાથે સફેદ મોજા ઘાલી ગુપચુપ ચકચુર ઉંઘમાં કેમ પડી રહ્યા છે? અન્જુમનનાં લોકોને તો એવુંજ દેખાય છે કે ઉપલાં મંડળનાં હાલમાં તબીઅત ના દુરસ્ત હોવાથી મહાબલેશ્વર, માથેરાન કે પંચગની જેવાં મથકો પર સ્પેશ્યલ ટ્રેઇનમાં બેશીને હવા ખાવા ગયાં હશે! અને તેથીજ ઉપલાં મંડળની સ્વારી અમદાવાદ શહેરમાં પાછી પધારે ત્યાં સુધી અન્જુમને હાથ જોડી, ચીતલા મ્હેરી,

રડતી આંખે ગુલે—ગુલાબ જેવા ટ્રસ્ટિઓનો ખુલાસાવાર ઇન્સાફ મેળવવાને બેશી રહેવું જોઇએ. ત્હેના પુરાવામાં જુના ને નામાંકિત્ત ખાનદાનના ભલા અને અશોઇને માર્ગે ચાલનારા ધર્મિષ્ઠ શેઠ જમશેદજી દીનશાહજી કરાકાના લખેલા દુખ્મા વિષેના લખાણનો જવાબ શેઠ અરદેસર રૂસ્તમજી દલાલ પાર્સિ પંચાયતના ઓનરેરિ સેક્રેટેરીએ લખેલો નીચે ટાંકી બતાવું છું:—

તા. ૧૯–૧૨–૧૬.

"શેઠજી સાહેબ,

શેઠ જમશેદજી દીનશાહજી કરાકા,

મુ અમદાવાદ.

આપનો તા. ૨—૧૨—૧૬ નો કાગળ પંચાયતના સેક્રેટેરીના નામ ઉપર તથા ૧૩—૧૨—૧૬ નો કાગળ ખા૦ બા૦ નવરોજી પેસ્તનજી વકીલના નામનો પંથકી ફરદુનજી દસ્તુરને પ્હોંચાડવા બાબતનો આવેલો તા. ૧૭ મી ડીસેમ્બર, સને ૧૯૧૬ ને રવીવારે પંચાયતની મેનેજીંગ કમીટી મળી હતી ત્હેનો રૂબરૂ વાંચી સંભળાવ્યો અને ત્હેના ઉપરથી કમીટીએ ઠરાવ કીધો તે આ સાથે આપની જાણ સારૂ નીચે મૂજબ લખી મોકલ્યો છે.

ઠરાવની નકલ.

"કમીટીએ હાલ તુરત બીજાં કેટલાંક કામકાજ બાજુ રાખી પહેલાં એજ કામ હાથમાં લીધું છે."

લી૦ સેવક

(સહી) અરદેસર રૂસ્તમજી દલાલ,

ઓ. સેક્રેટરી પાર્સિ પંચાયત, અમદાવાદ.

સદરહુ કાગળ લખ્યાને લગભગ પાંચ માસ પસાર થયા છતાં એ પત્રનાં લખાણ પ્રમાણે પ્રેસિડંન્ટ સાહેબે કે મેનેજીંગ કમીટીએ પોતે અથવા અન્જુમન ભેગી કરીને કશું ધડ પૂછડું બ્હાર કાઢયું નથી; જો કે કમીટીએ કબુલાત આપેલાં સૌથી પહેલાં હાથ ધરવાનાં કામને કોરે મૂકી બીજા કેટલાક ઉતરતા અગત્યનાં કામો કરવામાં આવ્યાં છે? ધન્ય છે કમીટીના ઠરાવને ! !

ચાલુ દુખ્માંની જરથોસ્તી લાશોનાં હાડકાં બ્હાર કાઢી દટાવ્યાં અને વળી ખોદાવી પાછાં દુખ્મામાં ફેંકાવ્યાં એ બીનાને અને એવાં નાફરમાન પાપી કામને પોતાને જોખમે ઉઘાડું પાડનાર અને અમદાવાદના પાર્સિ જરસ્થોસ્તીઓને ઘેરઘેર ફરીને અફસોસીના પોકાર સાથે ખબર પહોંચાડનાર અત્રેના રહીશ મી. બરજોરજી કાવસજી આબુવાળા છે, એ બીનાથી કોઇપણ પાર્સિ અજાણ નથી. તેમજ મી. બરજોરજીની ઉપલી બીનાને હિંમતથી ટેકો આપનાર તથા ખરી પાડનાર અને રૂપિયાનો અડધો બાધો અને અડધાનો ખુરદો ટ્રસ્ટિ સાહેબોના હાથમાં પકડાવનાર શેઠ જમશેદજી દીનશાહજી કરાકા છે. એ શેઠે આ ગંભિર બાબદ ઉપર હેદ્દ અને અફસોસ સહિત છાપા છપાવી ગાંઠના પૈસા ખરચી શહેરે શહેર વ્હેંચાવ્યા છે, જે નીચે પ્રમાણે પ્રગટ કરીએ છીએ.

## તા. ૨૦ મી ડીસેમ્બર ૧૯૧૬

## "પારસી જરથોસ્તિ બાનુઓ અને ગ્રહસ્થોને ઇલ્તિમાસ.

શહેર અમદાવાદના કુલ્લે જરથોસ્તિ નાહના ઇયા મોહટા, ગરીબ ઇયા તવંગર, બાનુ અને ગ્રહસ્થો સર્વને અરજ કરવામાં આવે છે કે ન્યુસપેપરો અને બીજી રીતીથી જણાય છે કે અત્રેના દોખમાના હાડકાંની હાડમારી થાય છે, અને તે શેઠ બરજોરજી કાવસજી ઢાલગરવાડ વાલા (આગુવાલા) એ પત્તો મેળવી ઘેરે ઘેર ફરી સર્વે હકીકત જરસ્થોસ્તિ બાનુ અને ગૃહસ્થોની જાણમાં લાવ્યા છે કે હાલના વપરાસના દોખમાને પંચાયતના ટ્રસ્ટી સાહેબોની અને સેક્રટરી સાહેબની બેપરવાઈ અને બેલાગણીના સબબે જે ક્રિયાઓ સહીત આ વપરાતું દોખમું બાંધવામાં આવ્યું હતું, તો તે હાડકાંની ખોરવણી અને ગેરવ્યવસ્થા કરવાથી ધર્મની તરીકતોને બાધ આવવાથી એ દોખમાના કવીપણાને હરકત પોંહચી છે. તેમજ દોખમાને ફાટ પણ પડી છે. તેમજ હવે બળી વસ્તીના પ્રમાણે કુશાદે પણ જણાતું નથી.

દોખમાના વહીવટ કરવાનું કામ અત્રેના પારસી પંચાયતના ટ્રસ્ટીઓની તથા સેક્રેટરી સાહેબની બીજી સ્થાવર તથા જંગમ મીલકત સાથે ટ્રસ્ટના એક ભાગ તરીકે હતું અને તેથી તેમાં જે કાંઈ ધર્મ પ્રમાણે ન્યુનતા આવે તેના જોખમદાર ટ્રસ્ટી સાહેબો અને ખાસ કરીને સેક્રેટરી સાહેબ છે. જેમને કલમ સીતેરની દરકાર કરી નથી. દીન દુશ્મન ન કરે તેવું કામ દીનના દોસ્તોએ પુરી દેખરેખ ન રાખવાથી દીનના રાહબરથી થયું છે, એવો જરથોસ્તિઓનો હેફનો પોકાર એ સજાજ તેમને માટે બસ છે."

લી૦ હાડકાંની હાડમારીથી પરેશાન થયેલો.

જમશેદજી દીનશાહજી કરાકા.

અમદાવાદ તા. ૧૪ જાનેવારી ૧૯૧૭

## "અમદાવાદ પારસી પંચાયતના મેહરબાન પ્રેસીડેન્ટ સાહેબ તથા સેક્રેટરી સાહેબ જોગ

મહેરબાન સાહેબો.

દોખમામાંથી હાડકાં કાહડી બાહેર દાટી પાછા કાહડી દોખમામાં નાંખ્યાં જે માટે મેં તા. ૨—૧૨—૧૬ તથા તા. ૧૫—૧૨—૧૬ ના રોજ પંચાયતને લખી જાણવા માંગ્યું હતું કે "દોખમાને તાણો પુરવાની ક્રિયા અને સંપુર્ણ થવા પછીની ક્રિયાથી એ દોખમાને જે કવો પણું મલ્યું હતુ તે દોખમાને તમારાં આવાં જબુન કામથી ન્યુનતા આવી કે નહી? તેની તમારી પાસે કાંઇ શાહદતો હોય તો લખી મોકલો. ત્યારે પણ એવોજ બે તરીકાનો જવાબ આપ્યો કે "કમીટીએ હાલ તુરત બીજાં કેટલાંક કામકાજ બાજુ રાખી પહેલાં એજ કામ હાથમાં લીધું છે" તો એ સવાલની પંચાયતે જુસ્તેજી કીધી હશે તો આજે ખુલાશો કરશે ઇયા તે ઉપર ઢાંકણું વાળશે. પણ હમોએ બે ત્રણ ઠેકાણે પુછાવ્યું તો જવાબ આવ્યો કે એવું કર્મ કોઈ ઠેકાણે થયેલું સંભળાયું કે જણાયલું નથી. બાનુઓ અને ગ્રહસ્થો અમદાવાદની.

પંચાયતનો આવોજ ગેરસીરસ્તાથી વર્તવાનો અને જવાબ આપવાનો તરીકો ચાલુ રહેશે તો એ કયાં સુધી ચલાવી લેવાશે. અફસોસ સદહજાર અફસોસ. ”

જમશેદજી દીનશાહજી કરાકા.

તેમજ એ શેઠે અન્જુમનના પ્રેસિડેન્ટ, દસ્તુર ફરદુનજી, ટ્રસ્ટિયો તથા સેક્રેટેરી ઉપર આ વિષેનું લખાણ કરી, પોતાના કિમતી વખતનો ભોગ આપી પોતાની ધાર્મીક ફરજ બજાવી છે. તેમ છતાં પ્રેસિડેન્ટ સાહેબે, મેનેજીંગ કમીટીના મેમ્બરોએ, સેક્રેટરી અને દસ્તુરજીના એકસંપથી અખાડા કરી, અન્જુમનને બોલાવી ત્હેનો ન્યાય તોલી કાંઇ પણ ઇન્સાફ કે સંતોષ આપ્યો નથી. વળી શેઠ બરજોરજી કાવસજી આબુવાળાએ હાલમાં વપરાતું દુખ્મુ જે ખરાબીના છટકામાં આવી પડયું છે તેના સંબંધમાં સુરતની પાર્સિ પંચાયતના પ્રેસિડેન્ટ સાહેબ શેઠ બરજોરજી નસરવાનજીને (બે) પત્ર લખી ત્હેમના તરફનો લેખીત ખુલાસો મેળવ્યો છે જે નીચે મુજબ છેઃ—

( ખરી નકલ )

સને ૧૯૧૬ નો નંબર ૯૦૨.

સુરતની પાર્સી પંચાયતનાં ધર્મ ખાતાંઓનાં ફંડ તથા મિલ્કતોનું ખાતું.

પાર્સી પંચાયત બિલ્ડિંગ, શાહપુર,

સુરત; તા. ૧૨ મી નવેમ્બર, ૧૯૧૬.

નેકનામ શેઠજી સાહેબ,

શેઠ બરજોરજી કાવસજી ઢાલગરવાડ વાળા, જોગ,

સલાપોસ રોડ, અમદાવાદ.

જત, આપનો તા. ૨૯–૧૦–૧૬ નો એક પત્ર તથા બીજો પત્ર તા. ૧૧–૧૧–૧૬ નો અમોને મળ્યો છે. વાંચી સર્વે હકીકત જાણી છે. આપના આગલા પત્રમાં દુખ્મા સંબંધી કેટલોક ખુલાસો પુછાવો છો તે નીચે પ્રમાણે અમારી જાણ મુજબનો લખી મોકલવાની રજા લઉં છુંઃ—

(૧) ભંડારમાંથી હાડકાં કાઢીને બ્હાર દાટવાં જોઇએ નહિ.

(૨) ભંડારમાંથી હાડકાં બ્હાર કાઢી દાટયા પછી પાછાં જમીનમાંથી ખોદી કાઢી દુખ્મામાં પાછાં નાખવાંનો બનાવ અત્યાર સુધી અમારી જાણમાં આવ્યો નથી; અને અમારા વિચાર મુજબ તેમ થવું પણ જોઇએ નહિ. અત્રે જણાવવાની જરૂર છે કે કેટલીક વખતે પક્ષીયો દુખ્માની અંદરથી શરીરના ભાગ લાવીને બ્હાર આસપાસની જગ્યા ઉપર નાખે છે તે માલુમ પડે છે કે તુરત એ નસેસાલારો જોડ થઇને ઉંચકી દુખ્મામાં નાખી આવે છે.

(૩) આખુ દુખ્મું ચોકખા પાણીથી ચુનો પલાળી રીપેર થઈ શકે. ભંડાર રીપેર

કરતી વેળાએ હાડકાં એકઠાં કરી પાવી ઉપર મૂકી શકાએ અને ભંડાર રીપેર થયા બાદ એ હાડકાં પાછાં ભંડારમાં નાંખી દેવાં જોઇએ.

(૪) દુખ્માની હાલત જોવા માટે આપ જોર થઇને જાઓ તો જઈ શકાયે પણ બ્હાર આવીને સીસીસું—ન્હાન ન્હાવું જોઇએ. સાદું ન્હાન ન્હાવું ચાલી શકે નહિ.

હાલ એજ.

લી. સેવક

(સહી) બરજોરજી નોસેરવાનજીનો સલામ વાંચશોજી.

રાદરહુ પત્રથી માલુમ પડે છે કે પ્રેસિડેન્ટ સાહેબ, ટ્રસ્ટિયો, સેક્રેટેરી અને દસ્તુરજી સર્વે ચાલુ દુખ્માને અવાવ કરવાની બાબદમાં સરતાપા ઉંધે રસ્તે દોરાયેલાં નિવડયા છે, અને આવો મોભાદાર સુરતના પાર્સી પંચાયતના પ્રેસિડેન્ટ સાહેબના હાથથી લખાયેલો પત્ર હવાનેજ સોંપી દીધેલો માલુમ પડે છે. આટલાં ઉપરથી અમો ભારે ખેદ સહિત જણાવીએ છીએ કે ભવિષ્યમાં આવી રીતે ધર્મની દુબાડુબ કરનારા કોઇક અપટો ફરીથી પણ પાર્સિ જરથોસ્તિ અન્જુમનનાં ધાર્મિક મકાનોને ખરાબીની હાલતમાં લાવી મૂકે નહિ અને શરમીંદગીના દરિયામાં અન્જુમનને ડુબાડવાને ફાવે નહિ તેવો પાકટ ઈલાજ ટ્રસ્ટિયો બારમે કલાકે સૂર્યનાં અસ્ત પામતી વખતે પણ લેશે. જોકે સિલેકટ કમીટીએ પાર્સિ અન્જુમનનો કારોબાર ચલાવવા માટેના બનાવેલા કાયદામાં પાને ૪ થે કલમ ૧૦ માં જણાવેલું છે કે “ઉપર વર્ણવેલા દરેક પંક્તિના ઑફિસ–ઑરર્સમાંથી કોઇને પણ ત્હેમના ઓદ્ધાની મુદ્દત દરમ્યાન તેઓની ગંભિર પ્રકારની ગેરવર્તણુંક અથવા એવા બીજા કોઇ સંગીન વાજબી કારણ સર અન્જુમનની જનરલ મીટિંગ ઓદ્ધા ઉપરથી દૂર કરી શકશે.”

ઉપલી કલમનો પણ ખીમો ખુરદો કરી દુખ્માના હાડકાં ભેગી દાટી દીધેલી હોવાથી જનરલ–કમીટીએ એ કલમ ઉપર આંખ મિચામણાં કર્યાં છે. તેમજ આગળ વધતાં સિલેકટ કમીટીના રૂલ્સમાં જણાવે છે કે, “દસ્તુર સાહેબે અગીયારીમાં થતાં દરેક ધર્મ–ક્રિયાઓનાં કામ ઉપર પૂરતી જાતી દેખરેખ રાખી કામ સંપૂર્ણ રીતે કરાવવાં તથા અગીયારીનું મકાન, જમવાની વ્હેલી, કમ્પાઉન્ડમાં આવેલાં બીજાં મકાનો તથા દુખ્મા વિગેરે સાફસુફ રખાવવાં.”

આ કલમનું પણ દસ્તુરજીએ ગેહ–સારણું સારીને રવાનોની ભેગી દુખ્મે પરથાવી દીધીછે.

આગળ વધતાં નામદાર પ્રેસિડેન્ટ સાહેબ સર નવરોજીને જણાવવાની જરૂર પડે છે કે ઘરના કહો કે ન્યાયના કહો કે બીજા અનેક પ્રકારનાં ખાતાનાં વહીવટથી ઘણીકવાર ગેટાળા અને વસ્તિની ખરાબી થાયછે; પણ તે મંડળના ઉપરીઓ વસ્તિના લોકોનો પોકાર થતાં વાર તાબડતોબ તે મંડળમાંના તકસીરવાર શખ્શોને શોધી કાઢી બરતરફ કરી પકકા બંદોબસ્તથી ન્યાય આપી વસ્તિને પાછી પોતાના સંપુર્ણ વિશ્વાસમાં ખેંચી લે છે. ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોય ને હોયજ, તે મુજબ હાલમાં અમદાવાદની પાર્સિ જરથોસ્તી અન્જુમનની ગંભિર અને ભયાનક ફર્યાદ રવાનોને ઠામ પાડવાના હાલનાં ચાલુ દુખ્મા માટે કેટલાક માસ થયા ચળવાયછે અને ગજબ–નાક ભોપાળાં બ્હાર પડી ઘરેઘર પાર્સિ વસ્તિમાં ફેલાવા પામ્યાંછે. તેથી માલુમ પડેછે કે વર્ષોથી ચઢેલાં રવાનોની થએલી તમામ કીયા રદ બાતલ થઈછે.

એ હુકમ તમામ રીતે અવાવ થઈ મઝદયસ્નિ-દીનની ખુલ્લી શહાદતમાંથી રદ થવા પામ્યું છે. આવી રીતના પોકારો પાર્સિ વસ્તિમાં મચી રહેલા છતાં મ્હારા વિદ્વાનમાં ખપતા અન્જુમનના દરેક વહીવટની જોખમદારી ઉઠાવનાર સેક્રેટેરી, સમસ્ત પાર્સિ અન્જુમન ભેગું કરી આ હિણપસ્તી ભરેલી નાલેશીનો છેડો શા કારણથી લાવતા નથી? અને ઘટીત ઉપાયો અન્જુમનની મદદથી કેમ લેતા નથી? જો મુંબાઇ જેવાં શહેરમાં આવો માઠો બનાવ ટ્રસ્ટિઓથી બન્યો હોય તો ટ્રસ્ટિઓની શુદ્ધ બુદ્ધ ચાર ઘડીમાં મુંબાઇની પાર્સિ અન્જુમન ઠેકાણે લાવી મૂકે, પણ અમદાવાદ શહેરની પાર્સિ જરથોસ્તિ અન્જુમનનું પ્રમાણ ન્હાનું તથા મૂખ્ય કરીને ગરીબ કામદાર વર્ગનું હોવાથી તેઓની સ્હામે અત્રેનાં ટ્રસ્ટિ મંડળે અને સેક્રેટેરીએ, "મેરે કુ કોઇ ન મારે તો મૈં સારે ગાઉં કુ મારૂં" એનો સોદો કર્યો છે, અને અન્જુમનની દુઃખી લાગણીની ફર્યાદની પોટલી બાંધી શીંકે હીંચકા ખાતી કરી છે. મ્હારા નામદાર બાહોશ પાર્સિ અન્જુમનના પ્રેસિડેન્ટ સાહેબ કે જે મુંબાઈની વડી ધારા સભાના મેમ્બર તરીકે બીરાજી ચુકયા છે તેમને તુરતા તુરત અન્જુમનને બોલાવી આ નાલેશીનો બંદોબસ્ત કરી આપવો હતો. ત્હેમાંજ ખરી શોભા અને ડહાપણ તેમજ ત્હેમની કીર્ત્તિ માન સહીત રહેતે, અને નામદાર પ્રેસિડેન્ટ સાહેબના ગોઠીઆ ટ્રસ્ટિઓનું ને મૅનેજીંગ કમીટીનું રાજ્ય-મંડળ પણ સાથે સાથે પાર્સિ અન્જુમન તરફથી ઝળકતી કીર્ત્તિનું માન પામતે, ને પોતાના ઘડેલા રૂલ્સની ૭૦ મો કલમનું ટ્રસ્ટિયોજ પોતાના હાથે ઉલંઘન કરતે નહિ. એ કલમમાં એમ છે કે, "ધર્મશાળા, અગીયારી વિગેરે ધાર્મિક મકાનો, દુખ્મા તથા દુખ્માનો રસ્તો એ સર્વ ઉપર સેક્રેટેરીનો દેખદેખ રહેશે, પણ મૅનેજીંગ કમીટીના મેમ્બરોમાંથી ઉપર દર્શાવેલી મિલ્કતો ઉપર ખાસ દેખરેખ રાખવા માટે પોત પોતામાં ગોઠવણ કરવી જહેમને જે જે કામ સુપરદ કરવામાં આવશે તેઓ દરેક કરશે." આવી સજજડ અને બંદોબસ્ત રાખનારી કાયદાની ચોકખી કલમોનો પણ કહુાવો કરી પી ગયા અને વળી ઓડકારો ખાઈ પાર્સિ અન્જુમનના દુઃખી પોકાર પર આંખ મીચામણું કરી પોતાનું પેટ પંપાળતા બેઠા છે. ટ્રસ્ટિયો અને મૅનેજીંગ કમીટીના મેમ્બરો શીવાય બીજા ઘણાક માતબર અને હિમ્મતવાન અન્જુમનના હકોની લડત ચલાવનારા પાર્સિઓ મોજુદ છે અને તેઓ અન્જુમન તરફથી બ્હાર પડીને લડત ચલાવે અને અન્જુમન ભેગી કરાવે તો આવા આપ-ખુદી ભર્યા ટ્રસ્ટીઓના અને મૅનેજીંગ કમીટી જેવાં મંડળનાં સરવાળા ને ઝરવાળા તેઓના જુલ્મી દોરના ઠાક બંધ કામો સાથ કહી સંભળાવવાને અને બ્હાર પાડવાને આ લખનાર તૈયાર છે. એ ફર્યાદો ઘણીજ ગંભિર છે અને ત્હેનાં મૂળ ઘણાં ઉંડાણમાં ઉતરેલાં છે અને તે જ્યારે સેવકની કલમથી રૉયલ ચાર પેજી ચોપાનિયાંના સો પેજીસમાં બ્હાર પડશે ત્યારેજ ટ્રસ્ટિ મંડળ પોતાની ઉંઘમાંથી જાગૃત થશે, તથા ત્હેનાં ફળ અન્જુમનના હાથે ચાખવાં પડશે. હાલના પ્રેસિડેન્ટ સાહેબે પોતાની ચકરી પર બીજા સઘળા ગોઠીયા ટ્રસ્ટિઓને બેસાડી દીધા છે અને ગરીબડી પાર્સિ અન્જુમનની તમામ સત્તાનું તેમજ તેઓના તમામ ધર્મનાં મકાનોનું અને પૂંજીનું બળ પોતાની ન્હાનકડી પાકીટમાં બંધ કરી મૂકયું છે. તેઓ સાહેબો તો એમજ સમજે છે કે પાર્સિ અન્જુમનની વસ્તિ પોતાનાં કાટ ખાઈ ગયેલાં ભેજાંને ધોબીને ઘેર ધોવા આપી આવી છે, પરંતુ ના, સાહેબ! આમ સમજવામાં તો ટ્રસ્ટિઓ મ્હોટું ગોથું ખાય છે. આ લખનાર તો પોતાની કાંકરી ઉપર ટ્રસ્ટિઓનાં મંડળનો ઘડો ઘસડી લાવી તે ઘડાનાં તળીયાંમાં કાંકરીથી

કાણું પાડી ત્હેમાનું ગલીચ પાણી કાઢી નાંખવાને ચુકનાર નથી. પ્રેસિડૅન્ટ સાહેબે ઠંડે કાળજે નવા ટ્રસ્ટિઓની ચુંટણી કરાવી નવા મૅનેજીંગ કમીટીના મેમ્બરો નિમાવ્યા, ને પોતાના મનની મોજ મારી ચાલ્યા ગયા, પણ વપરાતાં જુનાં દુખ્માની અંદરનાં રવાનોનાં હાડકાંની સાથે ગીટ્ટલીદંડા રમાડવાની અને મૅજીક-લેન્ટર્નની માફક ખેલ બાજી કરવાની જે ભૂંડામાં ભૂંડી વર્ત્તણુક જેઓએ વાપરી છે તેઓને પોતાના તાબાનાં મંડળોમાંથી ખેંચી કહાડી હાંકી કાઢવાની કોશેશ કે હિમ્મત ટ્રસ્ટિઓએ કરી નથી. તેથીજ આવા ટ્રસ્ટિઓનાં મંડળના પોકળ ઢોલ જેવા વહીવટને અન્જુમન વધુ વખત લઈ ચલાવવા માગતી નથી, અને આજ સુધી જે અંધેર અને આપ-ખુદ ટ્રસ્ટિઓનાં જુલ્મી દોર વેડી ચલાવ્યા ત્હેનું કારણ ફક્ત અમદાવાદની પાર્સિ અન્જુમનની મ્હોટે ભાગે ગરીબ વસ્તિ બિચારા પોતાનાં કુટુંબનાં ગુજરાનનાં સાધન અર્થે પરોઢીયાંથી તે રાત સુધી મીલ, રેલ્વે વિગેરે ખાતાંમાં કામ કરવા જાય છે, અને આવાં ધર્મનાં કામમાં શું ગોટાળા ટ્રસ્ટિઓ આંખો મીંચીને વાળે છે ત્હેનું અવલોકન કરવાને તેઓને પુરતો વખતજ મળતો નથી. આવાં સંજોગમાં તે લોકોને માથે ધર્મ-ક્રિયાની ખરાબીનાં ને પાયામાલીનાં જેબી દુઃખ આવી પડે છે તે મુંગે મ્હોંડે સહન કરીને હાલના એકતરફી પાર્સિ અંજુમનના કારોબાર ચલાવનારાં મંડળોને વેડી ચલાવે છે. અમદાવાદના પાર્સિ જરથોસ્તિ વોટરોના ટ્રસ્ટિઓ અને મૅનેજીંગ કમીટીના મેમ્બરો સેક્રેટરીઓને નિમવામાંજ સદા ગોથું ખાતા આવ્યા છે, અને દીન-ધર્મનાં કામોની પાયામાલીને બરબાદી માજી અને હાલના સેક્રેટરીઓથીજ ઉત્પન્ન થતી આવી છે, અને તેઓના, “ કરીએ ભૂંડા અને કહો રૂડાં ” જેવાં કર્તુકો ઉપર ટ્રસ્ટિઓ ઢાંક પીછોડો સદા કરતાજ આવ્યા છે, અને વારંવાર અંજુમનને દુઃખી કરતા રહ્યા છે. માજી સેક્રેટરી શેઠ હોશેંગજી વકીલના અમલમાં મઊવાળાં એક નામીચાં અને પૈસાદાર ખાનદાનની દીકરી બાઇ ગુલબાઇનું મરણ આપનાં પ્રસિદ્ધ, લાયકીવાળાં વિદ્વાન, ને એક માર્ગી ડૉ. બાઇ મોતીબાઈની સુવાવડ-હૉસ્પીટલ મધેના ત્હેમના અલાહેદા રૂમ્સમાં થયું હતું, પણ મરનારની લાશનું અને ડૉ. મોતીબાઇનું અપમાન મજકુર સેક્રેટરીના અમલમાં માજી દસ્તુરજી તથા ખાંધીયાઓએ કર્યું હતું અને મઊવાળાં ગુલબાઇની લાશ અને ક્રિયા ઉપર રમખાણ મચાવી ત્હેને ચોતરે નંખાવી હતી. તે ઉપરાંત બીજા ઘણા ઝઘડા ઉભા થયા હતા, તે વેળાએ અંજુમનને ભેગી કરીને ટ્રસ્ટિઓએ કશો ઇન્સાફ આપ્યો નહિ, અને ઘણી રકઝક થવા પછી અંજુમન મોડી રાત્રે કાંઇપણ છેવટ ઉપર આવે તે પહેલાં પ્રેસિડૅન્ટનાં ફરમાનથી વિખરાઇ ગઇ હતી. ત્યારે મી. ટાસ્કરે ૧૯૦૯ ની સાલમાં એકલે હાથે ખરચ કરી એક લંબાણ ચોપાનીઉં ટ્રસ્ટિયો વિરૂદ્ધ બ્હાર પાડયું હતું અને ટ્રસ્ટિઓની ચાલતી આવેલી આપ-ખુદીનું વર્ણન સરળ અને મુદ્દા સહિત કર્યું હતું તે બીના અંજુમનની યાદ-શકિતમાંથી આજ વેર ભૂલાઇ નથી. ટાસ્કરનાં ચોપાનિયાં મધેનાં લખાણનો સ્વાદ તો આજ દીન સુધી ટ્રસ્ટિઓની દાઢમાં અને માજી સેક્રેટરીની દાઢમાં વહ્યાં કરે છે. તે ચોપાનિયાનાં લખાણની એજ મતી શકિતથી શેઠજી હોશેંગજી વકીલને તરત સેક્રેટરીના ઓદ્દાનું રાજીનામું આપવું પડયું હતું. તે પછી નમુનેદાર બીજા સેક્રેટરી શેઠજી અરદેસર રૂસ્તમજી દલાલ નિમાયા; અને એ ભાઇએ પોતાના અમલમાં ચાલુ દુખ્મા મધેના હાડકાંના ઢગલા બ્હાર કઢાવી ત્હેને સાફ સુફ કરાવી ઉપર રૂપેરી ઢોળ ચઢાવી પાછાં ભંડારમાં નંખાવવાનો મુગલાઈ દોસ્નો શીકકો પહેલે નંબરે પડાવ્યો છે. શાબાશ! શાબાશ!! એવાં કામમાં શેઠ અરદેસર દલાલને

તથા દસ્તુરજીને તથા બાથ ભીડીને દુખ્મામાંથી હાડકાંના ઢગલા બ્હાર કાઢનારા ખાંધીઆઓને તથા બીજા એક સીપેહ્‌-સાલાર અથોરનાન કે જે હજુ સુધી માથે સફેદ પાઘડી રાખે છે ત્હેમને અંજુમનના અને તમામ ગુઝર પામેલાં રવાનોની હમાજોર હોજો! કારણ કે સેક્રેટરી-ની બાંહે-ધરી હેઠળ ઉપર વર્ણવેલું ગરોથમાન બેહેસ્તના જેવું સાહસિક કામ બજાવી દુખ્મા નું દોજખ બનાવી થાકી જવાથી હવે સેક્રેટરી સાહેબે રાજીનામું આપી લીલું નાળિયેર પણ પોતાનો હક સમજી પોતાને હાથે લીધું છે. ઉપલાં કામો માટે સેક્રેટરી સાહેબને ટ્રસ્ટિયોના હાથે અન્જુમન સમક્ષ શાલ આપ્યા શિવાય જતા મૂકવામાં સજ્જડ ઉલથાપ ખાધી છે, અને વખાણવા લાયક દુખ્મા સંબંધી ધાર્મીક-કામો પર ઢાંક-પીછોડો કરવામાં સમસ્ત પાર્સિ અન્જુમનનો હુર્યો કર્યો છે.

આવીજ રીતનું કાળું કર્મ અથવા બુરાઈની આશનાઈ જુદ્દીન કોમમાંથી કોઇ શખ્શોએ આપણાં દુખ્માનાં રવાનોની લાશનાં હાડકાં બાહેર કાઢીને કરી હોત તો અમદાવાદની પાર્સિ અન્જુમન અને ટ્રસ્ટિઓનું મંડળ રણ પર ચઢતે નહિ કે? અને ધર્મનો સાહ્યો પેહરીને અન્જુમનના ટ્રસ્ટિ સાહેબો ઠેઠ સુધી લઢવાને બાંહ્ય ચઢાવીને નિકળતે કે નહિ? પરન્તુ હાલના સંજોગોમાં તો એથી ઉલટુંજ કામ ડાહ્યા ડમરા, અને શ્યાણા ટ્રસ્ટિ મંડળોનાં આગેવાનોમાં ખપતાઓનાં ઘણાંજ ચોક્કસ અને ડહાપણ ભર્યા કારોબારના અમલમાં બાર મણ તેલ બાળવા છતાં અંધારામાં બન્યું છે, તે ઉપર અન્જુમન અફસોસની નજરથી પોતાની આંખોના ડોળા ટક ટકાવતું બેઠું છે. વળી કૂદકા અને ભુસ્કા મારીને સેક્રેટરી સાહેબના ખાલી પડેલા ઓદ્ધા ઉપર ટ્રસ્ટિ સાહેબોએ ધામ ધુમ સાથે અને વર્શાદનાં ગડ ગડાટ જેવા ધડાકા સહિત હાજર રહેલા વોટરોના વોટથી ગોમતીપૂર વાળા સાહસિક વ્યાપારી શેઠ અરદેસર ડોસાભાઇ વાડીઆની નિમણુંક કરી વિજળીના ચમકારામાં આખી અન્જુમનને ચકીત કરી નાખી છે.

ટ્રસ્ટિયોએ માજી બન્ને સેક્રેટરીઓથી છક્કડો અને ઠોકરો ખાવા છતાં આ ત્રિજી વાર પોતાનાં મગજની ચકરડી ભર દરિયે ડુબતાં વહાણમાં બેશીને ચગાવી છે, તેથી અમદાવાદની પાર્સિ જરથોસ્તિ અન્જુમનનાં ગળામાં આ ત્રિજી વારનો બીન વાકેફીનો ફાંસો નાખ્યો છે. મી. અરદેસર ડોસાભાઇ વાડીઆને હમે પૂરતાં માન અને અંતઃકરણની લાગણીથી જોઇએ છીએ, અને તેઓ જો સેક્રેટરીના ઓદ્ધાને લાયકજ હતા તો કુલ અન્જુમનને ભેગી બોલાવી સેક્રેટરી કોને નિમવો તે વિષે સૂચના કરી એક મતે સેક્રેટરી ચુંટી કઢાવવા હતા, અને તે વેળાએ ધર્મનાં ધામ ઉપર ટ્રસ્ટિઓ, મેમ્બરો અને સેક્રેટરી કેવા જોઇએ અને કેવા ગુણ તથા અનુભવ વાળા અને ઠરેલ તથા ધાર્મિક રાહ રશ્મોથી વાકેફગાર અને એતેકાદ રાખનાર જોઇએ તે વિષે ભેગી અન્જુમન સમક્ષ સેવક જેવાઓથી ખરી હકીકત સમજાવવાની તક આપવાની ટ્રસ્ટિયોએ કોશેશ કરાવવી હતી. તે પછી સેક્રેટરી વિગેરેની નિમણુંક થવી જોઈતી હતી. હાલમાં તો એક તરફી કાયદાનાં ઓઠાં હેઠળ એક સંપથી થોડાક વોટ મેળવી તેઓને નિમી દીધા છે. જો મી. વાડીઆ પણ સમજદાર હશે તો અને લાંબો વિચાર અન્જુમનનાં ભલાં માટે કરશે તો હાલની પોતાની સેક્રેટરીના ઓદ્ધાની નિમણુંક પોતાને હાથે રાજીનામું આપી રદ કરાવી સમસ્ત અન્જુમનના એક અવાજે સેક્રેટરીના ઓદ્ધાની ચુંટણી પાછી કરાવશે. તેથી મી. વાડીઆ અન્જુમનનું ભલું ઇચ્છિનારા સાબિત થઇ અન્જુમનની પ્રસંશાને પાત્ર ઠરશે. બાકી તો આગલા પાછલા પ્રતાપી નમુનેદાર બજાવેલાં કામો તરફ જોતાં હાલનાં વોટરોના થોડાક મતથી થયેલી સેક્રેટરીની નિમણુંક વખત આવવે અન્જુમન મંજુર કરશે નહિ. સર નવરોજીની હયાતીમાંજ લાગતા વળગતાઓ અન્જુમનના હકમાં ધર્મની દુખાદુખીનાં

કામો કરતાં અચકાતા નથી તો પછી ત્હેમની હયાતી બાદ અન્જુમનનાં તમામ ધાર્મિક–મકાનોના અને રોકડ પૂંજીના ભૂંડા હાલ કરવામાં શું બાકી મેલશે તે અન્જુમનથી કહી શકાતું નથી; કારણ કે ચાલુ વપરાતાં દુખ્મામાંથી રવાનોની લાશનાં હાડકાંના ઢગલા બ્હાર કઢાવી, નખાવાનું મહાભારત અને સર્વથી પહેલું માન અમદાવાદના પાર્સિઓનાં ટ્રસ્ટિ મંડળે મેળવ્યું છે, તેથી તેઓને જે ધન્યવાદ મળે તે થોડુંજ છે! સર નવરોજી કે જેઓ અમદાવાદની પાર્સિ અન્જુમનમાં સર્વથી પહેલો દરજ્જો તથા માન ને સત્તા ભોગવે છે તેઓ સાહેબને છેવટે બે હાથ જોડી અમદાવાદની પાર્સિ અન્જુમન પર આવી પડેલા હિણપસ્તિ ભરેલા બોજામાંથી છુટકો અપાવવા ખાતર આ ખુલ્લો પત્ર લખવો પડયો છે. આ ઉપરથી સર નવરોજીએ વિના ઢીલે અન્જુમન બોલાવાનો હુકમ નીચલા મુદા ઉપર બહાર પાડવો જોઇએઃ—

૧ રવાનની લાસોનાં હાડકાંથી દુખ્માનો ભંડાર ભરઈ ગયો એ ખબર પ્રથમમાં જાહેર કેમ અને કોણે કરી?

૨ તે ઉપરથી સેક્રેટરીએ શું તપાસ ચલાવી અને તેનો રીપોર્ટ મૅનેજીંગ કમીટીને કર્યો હતો કે નહિ?

૩ હાડકાં બ્હાર કાઢીને ડાટવા માટે કેટલાં માણસો રોકયાં હતાં અને તેઓનાં નામ શું અને કોણે રોક્યાં હતાં?

૪ તે સ્ટાફે દુખ્મામાંથી જે સામાન બહાર કાઢયો ને ડાટયો તે દીવસે કે રાતે?

૫ હાડકાં દટાવ્યા પછી કેટલે દીવસે પાછાં ખોદાવી દુખ્મામાં પાછાં નંખાવ્યા? અને તેમ કરવાનું શું કારણ?

૬ દાટીને આવ્યા પછી બાંધીઆ નશેસાલારો ને સીસીઆં નહાન દસ્તુરજીએ આપ્યાં હતાં કે નહિ? અને તેની નોંધ દસ્તુરજી પાસે છે કે? અને તેના પૈસા કોણે પગાર કર્યા?

૭ મી. બરજોરજી આબુવાળાએ હાડકાં કઢાવવાની ને દટાવવાની બીના કોણથી મેળવી તે જાણવાની જરૂર છે?

૮ મી. આબુવાળાએ એ બીનાને બાપોકાર અન્જુમનના ધરોમાં ફરી ફરીને કહી અને તે બાબદ ઉપર આબુવાળા પાછળથી ચુપ થઇ ગયાં તેનું કારણ મી. આબુવાળા પાસેથી લેવાની જરૂર છે.

૯ એ હાડકાંની બીના પર શેઠજી જમશેદજી દી. કરાકાએ પૈસાના અને જાતિ વખતના ભોગે સ્વતંત્રપણે હેન્ડબીલો છપાવી વહેંચાવી અન્જુમન, ટ્રસ્ટી અને મેનેજીંગ કમીટીને વાકેફ કર્યા એ ઉપરથી પંચાયત મંડળે બીજાં સઘળાં કામો બાજુ રાખી એજ કામ સૌથી પહેલું હાથ ધરવાને પત્ર લખ્યો હતો તે પ્રમાણે નવાં દુખ્માનું કામ શરૂ કર્યા પહેલાં ખાસ અન્જુમનની સભા શા માટે બોલાવી નહિ? તેનું કારણ જાહેર થવું જોઇએ.

૧૦ દુખ્માંની આજુબાજુની જે જમીનના ભાગમાં હાડકાં દાટવામાં આવ્યાં હતાં. તે જમીનને સેક્રેટરી તથા દસ્તુરજીએ વંદીદાદની શહાદત પ્રમાણે શું ઉપાયો લઇ પવિત્ર કરી છે?

આ બનાવ ઉપરથી હાલમાં વપરાતાં દુખ્મામાંથી રવાનોની લાશોનાં હાડકાં બ્હાર કાઢી દટાવ્યાં, અને વળી પાછાં ખોદી કાઢી તેજ દુખ્મામાં ફેંકાવ્યાનો આખો કેસ સભામાં રજુ કરાવી અન્જુમનનું માન અને વિશ્વાસ મેળવવાને સર નવરોજી એક પળ વાર પણ ઢીલ કરશે નહિ.

ડુપ્લી



આ ખુલ્લા પત્રમાં મ્હારી ધાર્મિક લાગણીના આવેશમાં અને દુખ્મે ચઢેલાં તમામ અશો રવાંનોની લાશને જે અપમાન અને ત્હેમની બરબાદી થવા પામી છે તે ઉપર મ્હારા ધાર્મિક જુસ્સાનો કાબુ ન રહેવાથી, તાબેદાર સેવકથી કાંઇપણ અઘટીત લખાયું હોય તો તે માટેની ખુલ્લાં દિલથી ટૃસ્ટિ--મંડળની, મૅનેજીંગ કમીટીના મેમ્બરોની અને ઢુંઢી સેક્રેટેરીઓની તથા દસ્તુરજી વિગેરેની બે હાથ જોડી માફી માગું છું; તે સેવકને દર ગુઝર કરી અંજુમનની ઉપલી ફર્યાદનો નિકાલ કરાવવાને, અન્જુમનના સુકાનીઓ પોતાની ધાર્મિક-ફરજ અદા કરવાને શોભા સ્હમજશે.

મી. તારકરે મી. ઢાલગરવાળાને લખેલો પત્ર.

શેઠ બરજોરજી કાવસજી ઢાલગરવાળા

સલાપોસ રોડ, અમદાવાદ.

જત આપ સાહેબને આ પત્ર દ્વારા બે શબ્દ લખવાની રજા લઉ છું તે વિષે દરગુજર કરશો.

અમદાવાદના પારસી જરથોસ્તી અન્જુમનના ફારંજાવાલાના બંધાવેલાં ચાલુ દખમાં મધેનાં રવાનોનાં હાડકાં ટૃસ્ટિ મંડળો મધેના કોઇપણ સુકાનીના હાથથી બહાર કઢાવવામાં આવ્યાં હતાં અને તેને ડાટવામાં આવ્યાં અને પાછાં કોઇક સંજોગમાં તે સુકાનીના વિચારમાં આવ્યાથી ખોદી કઢાવી એજ દખમામાં પાછા ફેંકાવ્યાં એનો મુદ્દો પત્તો આપે મેળવીને તે સંબંધી જરથોસ્તીઓને ઘેરે ઘેર ફરીને દુખી લાગણી અને અફસોસના આપે પોકાર ઉઠાવ્યા અને એજ બાબદ પર શેઠ જ. દી. કરાકાએ વારંવાર હેન્ડબીલો છાપીને જરથોસ્તી અંજુમનને એ બીના ઉપર જાગૃત કરી હતી અને કેટલોએક પત્ર વહેવાર આ ધર્મી ગૃહસ્થે ટૃસ્ટી મંડળ સાથે પણ ચલાવ્યો હતો, પણ તે સંબંધમાં હજી સુધી કસાં પણ પગલાં આપની અંજુમનના ટૃસ્ટી મંડળે કે મેનેજીંગ કમીટીના મેમ્બરોએ લીધાં નહિં, અને "સસ્સે કા તીન પાંઉ" કરે તેમ તે લોકોની ભેગા આપ સાહેબ પણ એ બીનાને ઘોરીને પી ગયાં તે સંબંધમાં આ પત્રના જવાબમાં સેવકને ખુલાસો આપશો કે એ બાબદનું શું થયું ને એ દુખ્માનું દોજખ બનાવ્યું તેનું શું કર્યું ?

વિશેષ લખવાનું જે આપે લાંબો વખત સુધી ઘરેઘર ફરી દુખ્મામાંના હાડકાંની બાબદ દરેકે દરેક પારસી કુટુંબમાં જાહેર કરી તે વેળાએ, તેમજ નવાં દુખ્મા માટે ઉઘરાણું કર્યું ત્યારે પણ સેવકની પાસે આપ બીલકુલ આવ્યા ગયા નથી, અને હું રહું છું તેજ મકાનમાં મ્હારાં ભાડુતોને ત્યાં પણ આવ્યા હતા; પણ સેવકને નહી મલવાના અખાડા કરવાથી આ છેલ્લી ઘડીએ આપને પત્રદ્વારા ખુલાસો પુછવાની જરૂર પડી છે.

છેવટે આપને જણાવાનું કે ત્હમો તરફથી જો કાંઇપણ જવાબ યા ખુલાસો મહને મળશે નહિ તો મારા બહાર પડનાર Open Letter કે જે અમદાવાદની ટૃસ્ટીઓના મંડળના પ્રેસિડંટ સાહેબ સર નવરોજી પેસ્તનજી વકીલને નામે બહાર પડનાર છે તે પત્રમાં આ ચીઠ્ઠીનો ખરડો દાખલ કરી તે ઉપર હું વાજબી ટીકા કરવાને ચુકીશ નહિં અને એટલે દરજ્જે મને લઈ જવાની ફરજ નહિં પાડશો એવી મને આશા છે.

લી. સેવક

( સહી ) સોરાબજી કુંવરજી ટારકર.

સદરહુ મારા કાગળનો શેઠ બરજોરજી ઢાલગર વાળા જવાબ આપવાને પોતાના કામ કાજની જંજાળમાં ભુલી ગયા છે, અને રવાનોની લાશોના હાડકાં બાબત જે અમદાવાદની પારસી કોમની વચે દુખ્માની નાલાશી અને હીનપસ્તી જે સેક્રેટરીએ પોતાના ગેર વહીવટથી ઉત્પન્ન કરી હતી તે શેઠ બરજોરજીએ ઘેરે ઘેર પારસી વસ્તીમાં ફરીને ઉઘાડી પાડી હતી અને ટ્રસ્ટિઓ પાસે અને મેનેજીંગ કમિટિના મેમ્બરો પાસે દુખ્માની ખાના ખરાબી તેઓના ગેર વહીવટથી કરવામાં આવી તેનો પારસી અંજુમનને ન્યાય અપાવવા નીકળ્યા હતા. તે સઘળું ધતીંગ તેમનું હવા પર કિલ્લો બાંધવા સમાન નીવડયું છે એટલુંજ નહિ પણ પારસી કોમને તો એવું માલમ પડયું છે કે શેઠ બરજોરજી ઢાલગર વાળાની ટ્રસ્ટિઓ ઉપરની આવી પોકળ ધમાલને લીધે મેનેજીંગ કમીટીના મેમ્બર થવાને શેઠ બરજોરજીને બહુ સરલ માર્ગ મળી આવ્યો છે.

મારા ખુલ્લા પત્રની અંદરથી વિદ્વાન વાંચક વર્ગને માલમ પડી આવશે કે શેઠ બરજોરજી ઢાલગર વાળાએ સુરતની પારસી પંચાયતના પ્રેસિડેન્ટ સાહેબ શેઠ ખાન બહાદુર બરજોરજી નસરવાનજી વકીલ સાહેબને પણ જુદી જુદી તારીખે બે પત્રો લખીને દુખ્મામાંથી હાડકાં બહાર કાઢવામાં આવ્યાં તે બાબતનો વિગતવાર ખુલાસો માગ્યો હતો.

એ વિશે સુરતના પ્રેસિડેન્ટ સાહેબનો **મત** પણ શેઠ ઢાલગર વાળાએ મેળવ્યો છે, અને તે કાગળના મળેલા જવાબની ખરી નકલ આપના લાયકીવાળા ખાનદાની શેઠ જમસેદજી દીનશાજી કડાકાએ મહેરબાનીની રાહે સેવકની માગણી ઉપરથી આપી હતી. તે આ ખુલ્લા પત્રમાં દાખલ કરી છે.

આ સઘળી મી. ઢાલગર વાળાની ખટપટથી પારસી અંજુમનના જીગરમાં દુખ્માની અંદરની લાશોનાં હાડકાં બહાર કાઢવા સંબંધી જે કારી જખમો ઉત્પન્ન થયા તેના ઉપર કંઈપણ મલમ પટો ન થતાં અંજુમન ન્યાય મેળવવાને નાસીપાસ થઇ છે.

પણ શેઠ બરજોરજી કાવસજી ઢાલગર વાળા પોતે તો પારસી મેનેજીંગ કમિટિના મેમ્બરનો હોદ્દો મેળવવાને શકિતવાન અને નસીબદાર નીવડયા છે તે જોઇને સેવક ખુદા પાસે દુઆ માગે છે કે ભવિષ્યમાં અમદાવાદની પારસી જરથોસ્તી અંજુમનમાંથી કોઈ બીજા પારસી શેઠો ઢાલગરવાળાની માફક આવી કમ નસીબીની ખટપટો જગાવ્યા પછી મેનેજીંગ કમીટીના મેમ્બર થવાને ઇચ્છે નહિ.

# મુંબાઇ સમાચાર બુધવાર.

## તા. ૧૨ મી સપ્ટેંબર ૧૯૦૬.

### યજદે જરદી સને ૧૨૭૫ ના સાલના જરથોસ્તી કોમને લગતા જાણવા જોગ બનાવોનો ઇનતેખાબ.

મી. સોરાબજી કુંવરજી ટાસ્કર જેઓ એક અચ્છા ફારસી કવિ અને ઓરિએન્ટલ સ્કોલર છે. જેઓએ જુદી જુદી જાહેર બાબતોમા અને મોટા મોટા રાજા રજવાડાઓના જાહેર પ્રસંગોને અવસરે ફારસી કવીતાઓ જોડીને તેમના ઉપર મોકલી આપેલી હોવાથી તેને માટે ગવરનરો વાઇસરાયો અને બીજા મોહુટા મોહુટા અમલદાર ઓધેદારોએ મી. ટાસ્કરને આપેલી શાબાશી અને ખાત્રી પત્રોનું એક લંબાણ ચોપાનીયું પ્રગટ કરેલું હમારા ઉપર મોકલેલું જોવાથી માલમ પડે છે કે આપણા આગલા નામદાર ગવરનર જનરલ અને વાઇસરાય લોર્ડ રીપન જેવાઓએ પણ મી. ટાસ્કરની કવીતાના વખાણ કર્યા હતાં એવા બીજા જાણીતા મસહુર નામોમાં વિદ્વાન, ગ્રહસ્થો, સરકારી, અમલદારો, ન્યાયાધીશો, પ્રોફેસરો, મોલવીઓ, ગ્રેજ્યુએટો તેમજ મહારાજાઓ, વાઇસરાયો, ગવરનરો, ડયુકઓફ કોનોટ, તથા સર સાલારજંગ અને સરકારી ઓરીએન્ટલ ટ્રાન્સ લેટર વીગેરે તરફથી મી. ટાસ્કરને કીમતી સરટીફીકેટો મળેલી છે. એવી રીતે એક જુવાન પારસી [illegible] મળેલાં માનની નોંધ ખુસી સાથે અતરે કરીએ છીએ.

---

## ગુજરાતી પંચ.

તા. ૧૦ મી જુન ૧૯૦૬.

### મી સોરાબજી કુંવરજી ટાસ્કરનાં સરટીફીકેટો.

મી. સોરાબજી કુંવરજી ટાસ્કરે પોતાને આ દેશના આગેવાન ગ્રહસ્થો તરફથી મળેલાં સર્ટીફીકેટો તથા ઇંગ્રેજી તેમજ દેશી રોજીંદા તથા અઠવાડીક વર્તમાન પત્રોએ તેમને માટે જુદા જુદા પ્રસંગો ઉપર જણાવેલા ઉંચા અભિપ્રાયો એક પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કર્યા છે. તેની એક નકલ અમારા ઉપર મોકલી આપવામાં આવી છે તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચી જોતાં જણાય છે કે મી. ટાસ્કરનું નામ ઓરીએન્ટલ ભાષાના સ્કોલર તરીકે પ્રસિદ્ધ છે અને તેમને ઉરદુ, અરબી પર્શીઅન, ઝંદ અને પહેલવી ભાષામા પ્રવિણતા પામી સારી પ્રસિદ્ધતા મેળવી છે, એટલુંજ નહી પણ જયોતિષ વિદ્યાનું સારૂ જ્ઞાન સંપાદન કરેલું છે.